સુતારના બેતાળીસ તથા બાર

ગામોના પંચોએ મળી કરેલા

# ઠરાવ.

છપાવી પ્રસિદ્ધ કરનાર, ન્યાત સમસ્ત તરફથી.

મવાડી. પરભાશંકર પરસોતમદાસ.

ગામ વામજ.

પ્રત ૩૦૦.

અમદાવાદ.

ચીચીરાડની સડક ઉપર કુતાસાની પોળ આગળ આવેલા

... વિદ્યા વિજય પ્રીન્ટીંગ પ્રેસમાં

... અમથાશાએ

છાપ્યો.





ગુજ્જર સુતારના બેતાળીસ તથા બાર

ગામોના પંચોએ મળી કરેલા

# ઠરાવ.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર, ન્યાત સમસ્ત તરફથી.

ત્રવાડી. પરભાશંકર પરસોતમદાસ.

ગામ વામજ.

---

પ્રત ૩૦૦.

---


અમદાવાદ.

રીચીરોડની સડક ઉપર કૃતાસાની પોળ આગળ આવેલા

શ્રી જૈન વિધા વિજય પ્રીન્ટીંગ પ્રેસમાં

શા. ચુનીલાલ અમથાશાએ

છાપ્યો.

---

સંવત ૧૯૬૮. સન ૧૯૧૨.


---

કીમત બે આના.

# પૃથ્વીનો વિસ્તાર.

આઠ જવની એક માત્રા, બાર માત્રાનો એક તાલ, બે તાલનો એક ગજ, પોણાબે ગજનો એક કિસ્કું, ચાર ગજનું એક ધનુષ, બે હજાર ધનુષનો એક કોષ, બે કોષની એક ગેતી, બે ગૈતીનો એક જોજન, એવી સોકરોડ જોજનની આખી પૃથ્વીનું પ્રમાણ છે. તેમાં સાત દ્વીપ તથા સાત સમુદ્ર છે. તે મધ્યે જંબુદ્વીપમાં નવ ખંડ તેમાં ભરતખંડ શ્રેષ્ઠ છે, તેમાં મેરૂ આદી મોટા પર્વત છે તે ભુમંડળમા—સત્યયુગ, ત્રેત્રાયુગ. દ્વાપર ને કળીયુગ એ જુગોમાં કાળરૂપી ચક્રથી પ્રાણીઓને બચાવવા શ્રી હરિએ અનેક લીલા કરી તેમાં મથુરામાં વિશ્વકર્માને બોલાવીને કહ્યું કે તમે દ્વારકાની રચના કરો, તે પ્રમાણે વિશ્વકર્માએ દ્વારકાં સંકલ્પ ઉત્પન કરી તેમાં વાસુદેવ આદી સરવે જાદવો જઈ રાત્રે ત્યાં રહ્યા અને પ્રભાતે બળભદ્ર સહીત શ્રી કૃષ્ણ વિશ્વકર્માને કહ્યું કે અમો આ જુગના અંતમાં લીલા કરી સ્વલોકમાં પધારીશું ને તમે ઇલોરગઢ જઈ સુત્રધારોને બોધ કરા આવજો. શાથી કે આગળ કળીયુગ આવવાનો છે.

ॐ विश्वकर्माय विद्महे मनसादेवी धीमही
तन्नोत्वष्टा प्रचोदयात्.

॥ ॐ विश्वकर्माय नमः ॥

# ગુજ્જર સુતારના બાર તથા બેતાળીસ ગામોના પંચોએ મળી કરેલા ઠરાવ.

---

સંવત ૧૯૬૮ ના માહા સુદ ૨ ને રવીવારને દીવસે ગુજર સુતારોનું પંચ ગામ બેતાળીશ તથા બાર મળીને ગામ છત્રાલમાં ભેગું થયું હતું. તેમણે સ્વજ્ઞાતિમાં સારી રીતે બંદોબસ્ત કર્યો. છત્રાલવાળાઓએ તે પંચની સારી શેવા ચાકરી કરી હતી. ગુજર જ્ઞાતિમાં ઘણો સુધારો થયો, અને ઘણા નિયમો દાખલ થયા. અને કુધારાની જડ થડથકી ઉખડી જવાથી સર્વસ્વ ગુજર સુથારોને પવિત્ર ગંગામાએ અમળ–પવિત્ર કર્યાં. તેથી અમો સર્વ જ્ઞાતિના બાળકો હંશાસ્વારીના–વિશ્વ કર્તાના ચરણકમળમાં અમારૂં શીશ નમાવી તેમનો મહાન પહાડ માનીએ છીએ. અને અમારા પવિત્ર અંતઃકરણથી તેમની પ્રાર્થના કરી એટલુંજ માગીએ છીએ કે—હે સર્વ વ્યાપક! હે વિશ્વ વિજયવાન વિશ્વકર્તા, સ્વજ્ઞાતિમાં જે નિયમો દાખલ કરવામાં આવ્યા છે, તે નિયમો પાળવાની શકિત આ તમારા બાળકોને આપવા કૃપા કરો.

પંચમાં આવેલા સુજ્ઞજનોએ પંચાત શરૂ કરી, તે પહેલાં છત્રાલમાં અમુક સુથાર "આજ્ઞાધાર થી" નીચે મુજબ ભાષણ કર્યું તેમાં તેમને પંચ તરફથી ઘટતું માન મળ્યું છે. તેથી તે સ્વજ્ઞાતી સેવક પંચનો આભારી છે.

## ભાષણનો ટુંકો વૃત્તાંત,

મારી પ્રિય ગુર્જર જ્ઞાતિના સુથારો પ્રત્યે મારે એટલુંજ

કહેવાનું કે—આપણી જ્ઞાતિમાં કેવા નાલાયક રીવાજો! વહાલા વિરાઓ! આ ધિક્કારવા લાયક રિવાજો કયારે દુર થશે! આપણી જ્ઞાતિમાંથી કુધારાનું મુળ કયારે નાશ પામશે! સુધારાનું બીજ કયારે રોપશો? તેનો વિચાર કરતાં મને ઘણો ખેદ ઉત્પન્ન થાયછે. એ ખેદ ઉત્પન્ન થવાનું કારણ મારાથી સમજી શકાતું નથી. તો પણ હું મારી અલ્પ મતિથી આટલું તો કહોજ શકુંછું કે–કડવા પાટીદારોમાં જે કુધારારૂપી વૃક્ષ ઉગ્યું હતું અને તેના વિષરૂપી દુર્ગુણકારી ફળો ઉતરતાં હતાં. તે ફળોનો સ્વાદ ચાખ્યાથી તેમને જે નુકશાન થતું હતું તે હવે જોવામાં આવતું નથી. તેનું કારણ જોવા જશો તો તમને એટલુજ જણાઇ આવશે કે–કડવા પાટીદાર કોમના બહાદુર પુરૂષોએ અનેક વાર પંચ એકઠાં કરીને જે કુધારારૂપી વૃક્ષ હતું તેનો સમુળગો નાશ કર્યો. અને સુધારારૂપી મહાન તરૂવર વાવીને તેમાંથી અમૃત જેવું ગુણકારી ફળ પેદા કર્યું. આથી તે કોમને મોટો લાભ થયોછે. પાટીદારોમાં ઘોર બાંધવાનું કામ મુશ્કેલ હતું. ફલાણે ગામ આપણું પંચ એકઠુ થવાનું. એવું સાંભળતાં તેઓ પિપળાના પાંદડાંની પેઠે ધ્રુજી ઉઠતાં. તોપણ ઉત્સાહથી એક સરખી મહેનત કર્યા કીધી. તો જે કામ બનવું અસક્ય હતું તે પણ સપાટામાં બની ગયું છે. વળી ભાવસાર કોમ જે સાલ્લા રંગીને પોતાના પેટનું પોષણ કરનારી, તે પણ આજ કાલ ઘણી સુધરી ગઇ છે. તેમનામાં સારી રીતે સુધારો થયો છે. ઘોર બંધાયા છે. અને તેથી તેઓ પોતાના મનનું ધાર્યું કરી શકે છે. સ્વજ્ઞાતિજનો મનનું ધાર્યું એટલે આમ આપણી માફક ઘોર બહાર કન્યાઓ આપવી એમ નહી. પણ એક માણસે કોઇ પ્રકારનો ગુન્હો કર્યો હોય, તો તેનો ગુન્હાના પ્રમાણમાં અમુક રૂપીઆ દંડ કરે છે.

લુહાર, કુંભાર વગેરે જ્ઞાતિઓમાં પણ એવીજ રીતે બંદોબસ્ત થયેલછે. વળી સાબાશ છે સુથારની નાતને કે તેમણે પણ

સુધરવા માટે કેટલી બધી મહેનત લીધેલી છે ? ને કેવા સખત નિયમો દાખલ કરવામાં આવ્યા છે ? આપણામાં ગુન્હેગાર માણસને ગુન્હા બદલ કેવી સજા કરવામા આવે છે. વગેરે બાબતો આપણે પણ તેમને પુછી જોઈશું તો આપણને તરતજ માલમ પડી આવશે.

એક નાતમાં સુધારો થતો જોઇ બીજી નાત ઉશ્કેરાય છે. એતો આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. પરંતુ ધિક્કાર છે આપણને કે આળસુ થઇ બેશી રહેવામાંજ વડાઇ માનીએ છીએ. અને અમુલ્ય વખતને ગુમાવી દઈએ છીએ. જ્ઞાતિમાં કાંઇ પણ સુધારો કરતા નથી. સ્વજ્ઞાતિ જનો ! એ આપણું લક્ષણ નહિં. કડવા પાટીદારોમાં સુધારો થવો એ આપણનેજ અશક્ય હતું પરતું તેઓતો આપણીજ નજર આગળ સુધરી ગયા છે, નિશાળો ઉઘાડી છે. તેમના બાળકોને ભણાવવા માટે હજારો રૂપીઆનો ખરચ કરી બોરડીંગો સ્થાપી છે; વગેરે શું ઓછા લાભ તથા સુધારા થયા છે. અવર જ્ઞાતિમાં આટલો બધો ફેરફાર થયા છતાં પણ આપણી ગુર્જર જ્ઞાતિ ઊંઘમાથી જાગતી નથી, જ્ઞાતિનો બંદોબસ્ત કરતી નથી. વાત ઘણી નવાઇ જેવી લાગે છે.

શું આપણી જ્ઞાતિમાં ઓછા કુધારા છે? (અરથ લેવો) ભરવાડ લોકો આપણા દેશનાં વાછરડાંઓને કોણ જાણે કયે દેશ ફુડકારી મુકે છે તેનો પતો લાગતો નથી. તેમ ભરવાડરૂપી આપણી જ્ઞાતિના માણસો પોતાની વાછરડારૂપી દીકરીને કોણ જાણે કયે ઠેકાણે ગુમ કરી દે છે. તે સમજવામાં આવતું નથી. આપણી જ્ઞાતિના ઝીણી પછેડીવાળા લોક તો એક કન્યા છતાં બીજી પરણે છે, એ અતિ દુષ્ટ અને નાલાયક રીતથી પ્રથમ કરેલી કન્યાઓના ભવ બગડે છે. અને તેથી તેમના હાથમાં એક પણ ઉપાય ન આવતાં તેઓ પરજ્ઞાતિના પુરૂષને લઇ ચાલી જાય છે. એ કારણથી તેમનાં માત પિતા તથા કુટુંબનાં બીજાં માણસોને નીચું ઘાલવાનો વખત આવેછે. વળી ઘેર બહાર

કન્યાઓ જાય છે. બબ્બે અને ત્રણ ત્રણ વરસ સુધી એક બીજાને ત્યાં લાબશીઓ ચોળેલી તથા વસંત ચઢાવેલાં તે પાછાં ફરે છે. કેટલાએક તો તે લેતા પણ નથી, થએલાં સગપણો તુટી જાય છે. વળી કન્યા રૂપી હુંડી વટાવવામાં પાંચસોથી સાતસો રૂપીઆ લીધા છતાં પણ સંતુષ્ટ થતા નથી. કેટલાએક તો પોતાની દીકરીને ઢોરની માફક વેચેછે. શું એ આપણને ઘટે છે? ના ના. બીલકુલ નહિ.

વળી અફસોસ સાથે કહેવાનું કે,—આપણી જ્ઞાતિની બાળાઓ ઝીણા પછેડીવાળાને એક ઉપર બીજી આપતાં આંચકો ખાતા નથી. તેનું પરિણામ તેમને કેવું નઠારૂં મળે છે. તે ઉપર જણાવ્યું. વળી આપણી જ્ઞાતિના પેસાદાર લોકો તો ત્રાંબા પીતળના વાસણની પેઠે કન્યાઓન બદલે છે. અને ગરીબ ઘરવાળા માણસોને તો જીંદગી પર્યંત કન્યા મળતી નથી. તેનું કારણ જોશો તો જણાઇ આવશે કે આ બધું અંધારામાં ઉલેચાય છે તેજ.

સ્વજ્ઞાતિ જનો હવે હું પોકારીને કહું છું કે તમે હવે જાગૃત થાઓ અને આ કુધારારૂપી નાવને ડુબાવી દો. તેની પાસે આ સુધારા રૂપી ઝાઝ ઉભું છે. તેમાં બેશીન સામે કિનારે જાઓ! શું આપણી જ્ઞાતિનાં કોઇ બહાદુર પુરૂષ નથી? કે તે આપણી જ્ઞાતિનું હીત કરી શકે. વિશ્વકર્માસુત ઉઠો? જાગ્રત થાઓ, આમ આળસમાં શું ઉંઘી રહ્યા છો? જાગ્રત થાઓ અને તમે જે કામ સિધ કરવા માટે આ સ્થળે એકત્ર થએલા છો તે ઉમંગથી પુર્ણ કરો, વખત ગુમાવશો નહિ, "પાછા તેટલા પાપના છે." માટે કુધારાની જડ થડથકી ઉખાડી દો, અવર જ્ઞાતિમાં આપણી હાંશી થાય છે. તે પણ દુર કરો.

આ પ્રમાણે તેમના ભાષણનો વૃત્તાંત કહી સંભળાવ્યા પછી તેઓએ પંચાત શરૂ કરી જ્ઞાતિમાં યોગ્ય નિયમો દાખલ કર્યા.

શાંન્તિ! શાંન્તિ!! શાંન્તિ!!!

## પંચે કરેલા ઠરાવ.

સંવત ૧૯૬૮ ના વરખે માહા સુદી ૫ ને વાર બુધ. તા. ૨૪—૧—૧૯૧૨ દને આપણે ગુર્જર સુતારો છીએ, આપણામાં પ્રથમ બેતાળીસનું પંચ ને બાર ગામનું પંચ મળી સંવત ૧૯૬૭ ની સાલમાં ભેગાં થયાં હતાં, પણ બે પંચોના આપણે ગુર્જર સુતારોના ભાઇઓ એકત્ર થયા છીએ ને તેમાં છાસઠ ગામો છે તે ગામોની યાદી આ સાથે આપી છે, એ છાસઠ ગામના ગુર્જર સુતારોનો એક ઘોર પ્રથમથી બાંધેલો છે તે સંબંધમાં ચોકસ ધારાઓ બાંધેલા નહી હોવાથી આપણા ઘોરમાં કેટલીક ગરબડ ચાલતી ને તેથી વારે વારે અંદર અંદર ટંટા થતા, તે ન થાય ને આપણો ઘોર બરાબર ચાલે તે સારૂ ધારા બાંધવાની જરૂર જણાયાથી નીચે મુજબ ધારાઓ બાંધ્યા છે તે પ્રમાણે આપણા છાસઠ ગામના ગુર્જર સુતારોએ વરતન કરવાનું છે. તે ધારા નીચે મુજબ.

૧. આપણા ઘોરમાં જે હોય, તેમને કન્યા આપવી, આપણા ઘોર બહાર કન્યા આપવી નહિ.

૨. સગપણ કરતી વખતે દીકરીના બાપે વરને રૂ. ૧) એક ચાંલ્લો કરીને શ્રીફળ સાથે આપવો.

૩. વર તરફથી કન્યાને વસંત આપવા જાય ત્યારે વરના બાપને રૂપીઆ ૨) બે તથા સાથેના માણસને રૂ. ૧) એક મળી રૂ. ૩) ત્રણ આપવા.

૪. કન્યાદાન દતી વખતે રૂ. ૧। થી રૂ. ૨૫) પચીસ સુધી કન્યાદાન આપે તેથી વધારે અપાય નહિ.

૫. વરકન્યા પરણાવતાં પરણામણીનો રૂ. ૧। ગોરને આપવો, તેમાં અરધા પૈસા કન્યાના બાપ, ને અરધા પૈસા વરનો બાપ આપે.

૬. વર પરણી ઉઠયા પછી વરના બાપે ગોત્રજ આગળ રૂ. ૧) એક મૂકવો.

૭. કન્યાના બાપને વરનો બાપ નીચે પ્રમાણે રૂ. ૬૧) એકસઠ નાત રીતના આપે તેની વીગત. તેજ વખતે રૂ. ૪૧) એ-કતાળીસ તથા રૂ. ૧।। નાતના ગોરનો તથા ૪।। રૂ. ગોર ધોતીયાના તથા રૂ. ૨) બે લગનના તથા રૂ. ૨) જમ-ણુના તથા રૂ. ૨) મહાદેવ, મંદીર વીગેરે દેવસ્થાનના તથા રૂ. ૩।। બારેકોના તથા રૂ. ૧) ગામના વાસણના પંચનો તથા રૂ. ૩।। વસવાયાના. ઊપર પ્રમાણે રૂપીઆ ૬૧) એક-સઠ કન્યાના બાપને વરનો બાપ નાતધારા પ્રમાણે આપે.

૮. વરનો બાપ કન્યાના બાપને રૂ. ૭) સાત ભાગોળના આપે, ઉપર પ્રમાણે દરેકે વરતવું તેથી જે વીરોધ વરતન કરશે તે પંચનો ગુન્હેગાર થશે.

## નાત સંબંધી ધારા નીચે મુજબ.

૧. જેના ઘરમાં કન્યા હોય ને તેને ફેરની જરૂર હોય તો ફેર ફેરવીને લેવો અને તેને ફેર જોઇતો ન હોય તો ફેર બ-દલના રૂ. ૧૦૧) એકસોને એક તે લઇ શકે તેથી વધારે લેઇ શકે નહિ, અને જો તે લે તો પંચનો ગુન્હેગાર છે.

૨. જે ઇસમે પોતાની દીકરીનું સગપણ કર્યું હોય અને તે સગપણ બે પૈકી જે માણસ તોડે તો તે ઇસમ પંચનો ગુન્હેગાર છે અને તે ગુન્હા બદલ રૂ. ૧૫૧) એકસોએકા-વન દંડ પંચને આપે.

૩. કોઇ ઇસમને ફરજન થતું ન હોય ને તેને બીજીવાર લગન કરવાની મરજી થાય તો પ્રથમની પરણેલી સ્ત્રીને પચીસ વરસ થયેલાં હોવાં જોઇએ અને તેવા પ્રસંગે નાતની રજા લેઈ બીજી વખત લગન કરી શકે, તે પહેલાં પરણેતની કન્યાને નીરવાહ માટે નીચે પ્રમાણે આપે. દોવા સારૂ ભેંસ નંગ ૧ હમેશ ચાલુ રહે તેવી આપવી. અને દર વરસે બે જોડા લુગડાં તથા ખોરાકી સારૂ દાણા અઢાર મણ અને રહેવા સારૂ ઘર આપવું.

૪. ચવીસ વરસની અંદર કોઇ ઇસમ પરણેતની કન્યા હયાત છતાં પંચની પરવાનગી લીધા વીના બીજી કરે તો ગુન્હેગારી બદલ રૂ. ૨૫૧) બસોએકાવન દંડ આપે તથા કલમ ૩ પ્રમાણે પ્રથમની સ્ત્રી ( ના નિર્વાહ ) સારૂ બંદોબસ્ત કરી આપે ત્યારે નાતમાં બેસે.

૫. કોઇ ઇસમ પરણેલી સ્ત્રીને કાઢી મુકે, અગર તેડે નહિ તો નાતના ઠરાવ મુજબ રૂ. ૨૦૧) બસોએક પંચને દંડ આપે અને તે સ્ત્રીને પોતાને ત્યાં તેડે ત્યારે નાતમાં આવે

૬. ઉપર લખેલી કલમ ૫ પ્રમાણે કોઇ ઇસમ પરણેલી સ્ત્રીને કાઢી મુકે અને તેના પક્ષમાં જે રહે તે પણ રૂ. ૫૧) એકાવન ગુન્હેગારીના આપે.

૭. પરણેલી એક સ્ત્રી હયાત છતાં બીજો કોઇ ઇસમ તેને પંચની પરવાનગી લીધા સીવાય કન્યા આપે તો તેની પાસેથી રૂ. ૫૦૧) ગુન્હેગારીના લેવા.

૮. પરણેલી સ્ત્રીને તેના ધણી હયાત છતાં તે સ્ત્રીને આપણા ઘેરમાં કોઇ લઇ જાય તો લઇ જનાર ઇસમ રૂ. ૫૦૧) પાંચસોને એક નાતમાં આપે ત્યારે આવે.

૯. કોઇ ઇસમ પોતાની કન્યાને ઘેર બહાર પરણાવે અગર વોળાવે તો તે નાતના ધારા બહાર રહે ને તેવા ઇસમનો કોઇએ પક્ષ કર્યો જણાય તો તે ઇસમોના રૂ. ૨૦૧) બસોને એક તે દરેક ઇસમ પાસેથી લેવા અને વળાવનાર કન્યાના બાપ પાસેથી રૂ. ૫૦૧) પાંચસોને એક લેવા.

૧૦. કોઇ ઇસમ ખોટું કામ એટલે માતા અગર મૂઠ અગર જીવનું જોખમ થાય એવા ઇલાજ કરે તો તેવા ઇસમનો ગુન્હો પંચ આગળ સાબીત થાય તો રૂ. ૨૫૧) દંડ લેવો.

૧૧. અષ્ટમંગળનો કન્યાનો વીવાહ ફેર સીવાય જે ઠેકાણે વળાવે તો ફેર બદલના રૂ. ૧૦૧) એકસોને એક કન્યાનો બાપ લે તથા નાતધારાના કલમ સાત પ્રમાણે રૂ. ૬૧) એકસઠ લે તે કરતાં વધારે લેવાય નહિ, લે તો નાતનો ગુન્હેગાર છે.

૧૨. કોઇ ઇસમ પોતાની પરણેત કન્યાને પંદર વરસની ઉમર થયા છતાં તેડે નહિ તો અને કન્યાનો બાપ પંચને અરજ આપે તો તથા કન્યાનો બાપ પંદર વરસ થયા છતાં વળાવે નહિ તો અને વરનો બાપ પંચને અરજ કરે તો પંચની ધ્યાન આવે તે પ્રમાણે જેની તેની ગુન્હેગારી બદલ રૂ. ૫૧) એકાવન દંડ કરી શકે.

૧૩. ગામ કડીના ગુર્જર સુતારોની કન્યા ગામમાં ને ગામમાં એક બીજાને આપવી નહિ છતાં જો આપે તો પંચનો ગુન્હેગારછે.

૧૪. આપણા ઘોરમાં કોઇ ઇસમ પરજીલ્લાની કન્યા લાવે અને જો પરજીલ્લાના લોકની તે બદલ પંચ આગળ અરજ થાય તો કન્યા લાવનાર પાસેથી રૂ. ૨૫૧) બસોએકાવન દંડ લેવો.

૧૫. આપણા ઘોરમાં કોઇ પણ સ્ત્રી પરણેલી અગર વીધવા પોતાની જ્ઞાતિ બહાર નીકળી ગઇ હોય અથવા નાસી ગયેલી હોય તે પાછી આવે તો તે કોઇએ સંઘરવી નહિ. છતાં કોઇ સંઘરશે તો તેની પાસેથી રૂા. ૨૫૧ અંકે બસો એકાવન દંડ લેવા અને તે સ્ત્રીને જયારે કાઢી મુકે અને પંચને જાહેર કરે ત્યારે નાતમાં બેસે.

૧૬ ઉપર લખેલા આપણા છાસઠ ગામોના પંચોએ દર વરસે ચઇતર સુદ ૯ ને દિવસે અમદાવાદમા તાજપુરમાં લવારની વાડીમાં ભેગુ થવું ને તે વખતે દરેક ગામના એક માણસે આવવું ને જો તે ઉપર નહીં આવે તો તે ગામવાળા પંચના ગુન્હેગાર છે.

૧૭ કોઇ માણસ કોઈનું ઘરાક ઘડે નહીં ઘડે તો રૂ. ૫૧) નાતમાં દંડ આપે અને ઘરાક પાછું આપે.

ઉપર લખેલો ઠરાવ છાસઠ ગામના તમામ આગેવાનોએ એક બીજાની સંમતી લઇ લખેલોછે. તે સર્વે ભાઇઓને કબુલ મંજુરછે.

ત્રિવેદી પ્રભાશંકર પુરૂષોત્તમ ભવાનીશંકર

મું. બામજ.